गौ[redacted]ंपाळा प्रोढापति महाराजा

# ગોપીચંદ નાટક

## ગાયન.

રચનાર.

રણછોડદાસ ફકીરભાઈ
સુરત એ. પ્રે. ના મેનેજર.

વેચનાર—સુરત નાણાવટમાં
બુકશેલર—મંચેરજી જમશેદજી પોસવાલા.

સુરત.
સુરત એદાબક્ષ પ્રેસમાં છાપ્યુ.
સંવત ૧૯૪૫. સને ૧૮૮૯

કિંમત ૧।। આનો.

गौडबंगाळा प्रोढापति महाराजा

# ગોપીચંદ નાટક

## ગાયન.

---

### ઇશ્વર સ્તુતી—રાગ કલ્યાણ.

જય જગત પતિ, તારી છે અકળ ગતિ;
શીશ નમાવી સરણે ઊભા આપો સુભ મતી.
સદા સહાય ધરીને તાહરી, કરેછે વંદન બાળ;
ઇચ્છા પૂર્ણ કરજો હમારી, પૂરી દીન દયાળ. જય
પુષ્ત બળથી કષ્ટ નિવાર્ણું, ક્લેશ પામે નાશ;
મતિ ગુણને જ્ઞાન માગીએ, પાત્રો રાખે આસ. જય
પ્રતાપ તાહરો જગત માંહે. અકળ નામીછો આપ;
બાળીક સર્વે રહીને પ્રભુ, દુર કરો પરિતાપ. જય
નાહનાં બાળ, કરી વહાળને, કરે વિનંતી પુર;
દુઃખનો ટાળક તુજ ઇષ્ટદેવ. શંકટ કરજો દુર. જય
વંદન વારંમ વારકરીએ, પાય પાડજો ઇશ,
નમી પાય પ્રણામ કરીએ. તમને હો જગદીશ. જય

## પ્રવેશ પહેલો.

(સ્થળ રાજ્યદરબાર. પ્રધાન, સેનાધિપતિ, વિગેરે બેઠાંછે
અને કલાવંતી ગાયનની આરંભ્યતા કરેછે)

**कलावंती**— આજ સામ મોહે લીયો-રામ.

રાજ તપો રાજા તાહરૂ, વિશ્વમાં અચળ એ,
વિશ્વમાં અચળ એ, શુખ શાંતિમાં પ્રબળ એ. રાજ
ગોડ બંગાલો શહેર જેવા, દીઠામા પ્રથમ એ,
છે નિતી સાથ ધર્મ. કર્મ વિશેસ જય થએ, રાજ
ધ્રુજે ઘણાં રાજ રાજવીઓને, પાગે ભએ,
અતિ શુખ શાંતિથી, રૈયત સદા એની રહે. રાજ

(કલાવંતી રાજાના વખાણ કરેછે, એટલામાં રાજાનુ લસ્કર નીચે પ્રમાણે ગાતુ આવેછે, અને ત્યાંથી શીકારે જાયછે)

રાગ—પીલુ—તાલ—લાવણી.

રાજા શુનો શીરદાર, એક બીનતી હમારી,
શીકાર કરને ચાલો એ રાજા, કરવો નાહીં વખ્ત;
મરતે માનવ અપને શહેરકે, આપતો બેઠે તખ્ત. એકબી.
મગર મસ્ત ઓ હોકે બેઠાં, બડા જાનવર સિંહ.
રોકા મારગ કબીના છોડે. કેશે બચેગા જી. એક બી.
પાહાડકે આગે વોહ ગીરોહે કામ નીશ પો કંથ;
પડાપોકાર ગામકે માંહીં, ચલતે દુઃખીહે પંથ એકબી.
તરવાર પકડો હાથકે માંહીં, ઘોડે ઉપર હો સ્વાર;
દુસમન ઉપર ખેંચ લગાવો હોજાય ટુકડે ચાર, એક બી.

**ગોપીચંદ**—ગોડ બંગાળો દેશ હમારો મેં હું મેનાવતીપૂત,
ગોપીચંદ એ, નામ હે મેરા, મારૂં જાબ રજપૂત. એક બી.

# પ્રવેશ આગ્નો.

( સ્થળ જંગલ રાજા શીંહનો શિકાર કરવા જાયછે અને સિંહને જાગ્રૃત કરવા શિંહનીને કહેછે.)

રાગ—ક્ષત્રી કલંક કેમ લેશોરે.

ગોપીચંદ—જગા, જગાદે શિંહની નાર—સુતોરે સિંહ કેમ મારૂં રે
નથી રાખતો એનો કંઇ ભાર — સુતોરે,
માટે જલદીશે શિંહ જગાય — સુતોરે,
તપે લોહી ક્ષત્રી મારી કાય — સુતોરે,
તાગ સિંહને કાઓ હે પુકાર — સુતોરે,
મારે ગામકે લોક દશ બાર — સુતોરે,
માહરો શહેર બંગાળો ઠામ — સુતોરે,
જગાય મારૂં ક્ષત્રી હોવે નામ — સુતોરે,
નહીમારૂં સોતકો દે જગાય — સુતોરે,
આગ બદનમે નાહી શમાય — સુતોરે,
કરૂં ટુકડા પચીશ આ વાર — સુતોરે,
કદી છોડું નહીં ઉઠે કરૂં ઠાર — સુતોરે,

રાગ ઉપરનો

**સિંહની**—રાજા સિહને મત તું માર—અરજ મેરી દીલ ધરોરે
એછે જંગલનો રહેનાર—અરજ મેરી દીલ ધરોરે
સિંહ મારનેકા લેવે રાજા નામ—અરજ મેરી દીલધરોરે
ઉઠે ઝવાળાએ અંગ તમામ—અરજ મેરી દીલ ધરોરે
રાજા કાહેકો સિંહને જગાડ—અરજ મેરી દીલ ધરોરે
જાગે સિંહતો ખાવેગા ફાડ—અરજ મેરી દીલ ધરોરે

મારે ગયેહે પ્રીતને રાજંન—અરજ મેરી દીલ ધરોરે
ઓખા મરેહે રજપુત તંન—અરજ મેરી દીલ ધરોરે
કરો કટાર રાજા મ્યાન—અરજ મેરી દીલ ધરોરે
પીછે હોના પડેગા હેરાન—અરજ મેરી દીલ ધરોરે

ગોપીચંદ—કેમ વાદ કરે માહરી સંગાથ — સુતોરે.
નહીં છોડું આવેલો એને હાથ — સુતોરે,
જલદી સીંહને તારા જગાય — સુતોરે,
કાહે વિલંબ ઠાલી એહ લગાય — સુતોરે,
રંડી મતકર બોહત ગુમાન — સુતોરે,
હોજા દુર મેં તોડું તેરા તાંન — સુતોરે,
ચલ હોજા તું હયાંસે દૂર — સુતોરે,
નહીં સમાતા ક્રોધી મેરા શૂર — સુતોરે,
જગા જગાદે સિંહની નાર — સુતોરે,
નહીં રખતાં મે ધસકા ભાર — સુતોરે,

(સીંહની પોતાનો પતિ નીંદ્રાવશ થયલોછે તેને જગાડેછે)

સિંહની— રાગ દારૂડી.

જંગલકા બીસરામ, જાગો મોરે કંથજી;
નિંદ્રાશે હોવે આરામરે જાગો મોરે કંથજી.
રાજા આયો. મારણુકો-વે- જાગો મોરે સિંહ,
થર થર કંપે અંગમેરા જલબલ જાએ જી —જંગલ
ગોપીચંદ રાજા આ ચડયો-વે-કરનંગી શમશીર;
યોગરદમ શીપાઈ ખડેહે, ડાલેગા તુજકુ ચીર—જંગલ

જલદી અબતો જાગના-વે- કરતાં રાજા ઘાવ;
લડો રાજાકે સામને તુમ, ધરદો આગુપાવ—જંગલ
મેં કયા કરૂં નાર પીછડું. કરકે કહેતી પૂકાર;
ઉઠો જગલ અબકયા હોવે, મારદેના પુકાર—જંગલ

(સીંહ ઉઠેછે ને રાજા ઘા કરેછે)

---

## પ્રવેશ ત્રીજો.

### ( સ્થળ રાજ મેહેલ. )

राणी— ગજલ

દાશી મારી વાત પ્રીય દીલમાં તું લાય;
આજ માહરાં પ્રાણનાથ આવ્યા કેમ નહીં.
સજી રહી સનગાર સર્વે સોભીત માહેરા,
કરી વિચાર જોની હવે દીલમાં તાહેરા.
મુજ શીર છત્ર વિના પ્રાસંન કેમ કરૂં;
ખબર લાવ દાશી વે'લી ચીંતાથી ડરૂં.

दासी— રાગ ઉપરનો

ચીંતા કરો દુર છઉ આપને હજુર,
ધાર્યું ભાવ રાખું બાઈ વાણી એ મધુર.
વખત થયો આવવાનો આપ નાથનો,
ધીરજ ધરો બાઈ માંડી શાંન્ત કામનો.

(રાજા ગોપીચંદ આવેછે.)

### ગઝલ

**गोपीचंद**—મેને કયા જુલ્મ તેરેપર—એરાગ.

દીશેછે ઉદાશ મુંખ તારૂં—પ્રીયાવાહલી પ્રીયાવાહલી
કીધોછે શોક શામાટે—અરે કાલી, અરે કાલી
હશીને બોલ સંગે માહરા—પ્રીયા વાહલી, પ્રી૦
ચીંતામાં મુખછે તાહરૂં—ઉડે લાલી, ઉડે લાલી

**राणी**— સીહાનો કનરો.

ખોટાં વિચારો, દીલમાં ન લાવો;
પ્રાણજીવન એ, મુજને બતાવો.—ખોટાં—ટેક.
પ્યાર તમારો, અંગમાં સાલે;
જાવો મુકીને મુજને સતાવો.—પ્રાણ૦
હું છું વ્યાંકુળી, આપની દાશી;
મુજથી ક્ષણ એક જુદા ન થાવો—પ્રાણ૦

**गोपीचंद**— ગજલ

પ્રિયા મારી રહું છું, હું તાહરીરે પાસ;
થઇશ ના પ્યારી, તું દિલમાં ઉદાસ
તુને જોઇ પ્રફુલીત રહેછે આ તન,
વળી બહુ પમાડે ખુશી મુજ મન.

**राणी**— રાગ ઈંદ્રસભામાં ગવાતી ઢબ.

પ્યારા મારા પ્રાણનાથ, હું દાસી ટળવળી,
સુણી વાત એક અજબ, પ્રાણ જાયછે બળી.

માતા વાહલી આપની, મેનાવતી ખરે,
પુંજા કરવા જાય નિત્ય, ચરચા લોક કરે.
શેહેર બહાર આશાન, કોઇ જોગીનું વિકાળ,
જલંધરછે નામ તેનું, કહીએ જોવિ શાળ.
માટે કંઇ ઉપાય કરો પ્યારા મારા રાજન,
જેથી માતા બંધ પડે જાવાને આસંન.
હાથ જોડી કહું છું મારા વહાલા પ્રાણનાથ,
દહસાલે દિલમાં મારા, કહું નહી અનાથ.

ગોપીચંદ— પીતાજી આ કોપ—એરાગ.

ખરો શબ્દ તારો પ્યારી મારી એહ
રહિશ હું ઉપાયમાં ઘટતો જેહ
માટે માહરી પ્યારી થઇશ ના ઉદાસ
છોડીદે તું ચિંતા, થા મનથી ઉલાશ

---

મહારાજા ગોપીચંદ મેહેલમાંથી જાયછે અને પ્રધાનની સલાહ, લઇ જાલંધર જોગીને પોતાને ઘેર જમવાને બોલાવી લાવેછે જાલંધર જોગી સમાધીમાં રહાછે, અને ગોપીચંદ રાજા સમાધિમાંથી ઉંચકીને એક મોટા કુવામા ડેલીદેછે ને તે કુવો પુગ. નાંખેછે પાછળથી તેના ચેલાઓને ખબર પડવાથી કહાડી લઇ જાયછે.

## પ્રવેશ ચોથો
(સ્થળ મેનાવતીનો મેહેલ.)

### સઈયર દુઃખ શું દાખવું-એરાગ

**ગોપીચંદ**—માત મેનાવતી માહેરી, નીર નેત્રની માહે;
એવડું દુઃખશું માવડી માહરો પ્રાણ સુકાય—માત
હોય તેવું માતાજી કહો, કહું છું જોડીને હાથ;
નીર આવ્યાં કયાંથી નેત્રમાં, મારી વહાલીરે માત—માત

**મેનાવતી**—પુત્ર ગોપીચંદ લાડકા, આજ મેઘ વરશે;
વાદલ ચડ્યાંછે પુરમાં, હવે તુટી પડશે— પુત્ર
દુઃખ નથી પુત્ર સુજને, તેમ નથી કાંઇ સુખ;
સુખનો સાગરછે દુઃખમાં, તેથી સુકાયે મુખ—પુત્ર

**ગોપીચંદ**—માત મેનાવતી માહેરી, નીર નેત્રની માહે;
ચિંતામાંછોરે અતિ ઘણા, દેહ ગગળીત થાયે—માત
નથી ચડ્યા માતા વાદળાં મેઘ વરસેછે કયાંય;
પેઠીછે ચિંતા શરિરમાં, માહરો પ્રાણ સુકાય—માત

**મેનાવતી**—પુત્ર ગોપીચંદ લાડકા, ઉઠે અંગમાં ઝાળ;
ચોરી ચિંતાની હું શું કહું, ભૂમી દીસે વિકરાળ—પુત્ર
કહેવાનું એતો સેહેલછે, પુત્ર કરવું મુશકેલ;
અંતઃકરણ માહેરું બળે, મિથ્યા જગતનો ખેલ—પુત્ર

**ગોપીચંદ**—માત મેનાવતી માહેરી, શરણે હું તારો બાળ;
માર ગમે આ કટારથી, ખોલો ભેદ તતકાળ—માત

ચૂક મારી શું એવી થઇ, જેથી કરોછો રૂદન;
જેમ જેમ વિલંબ થાયેછે, ભડકે બળેછે આ તન—માત

**મેનાવતી**—પુત્ર મૂકીદે રાજને, લેનું ભગવારે વેષ;
જંગલમાં જોગી થઇ, લોની ગુરૂ ઉપદેશ—પુત્ર
જુઠો સૌ આ સંસાર છે, જુઠી માયાનો મર્મ,
પૂન્યને પાપતો સાથમાં, કયાંથી જાણોની ધર્મ—પુત્ર

**ગોપીચંદ**—એશું કહોછો મેનાવતી, માહરી વાહલીરે માત.
રાજ છોડાવો મા'રાકને, નથી બીજોરે ભ્રાંત—એશુ
નાની વયમાં આ ફેરશો, માતા માહરી ઉપર;
ભડકે બળેછે છાતી આ, હાય હાય ઇશ્વર!—એશુ

**મેનાવતી**—પુત્ર મૂકીદે રાજને, ખોટો સંસારી ખેલ,
માયાથી અળગો તું રહી. પ્રેમ જૂઠો મચેલ—પુત્ર
સંકટ દૂર તારા થશે, વળી પાંમશે જ્ઞાન,
માટે પુત્ર રાજ છોડીદે, કહ્યું માતનું માન—પુત્ર

**ગોપીચંદ**—એશુ કહોછો મેનાવતી, મારી વાહલીરે માત,
હૃદયમાં હોળી ઉઠીરહી જેથી થયોરે ઉત્પાત—એશુ
માતા વહાલ છોડાવે તું, આપો ઉલટીરે સીખ;
રાજ પાટછે આસ્વપ્નમાં, ઘરઘર મંગાવો ભીખ. એશુ

**મેનાવતી**—પુત્ર મૂકીદે રાજને. હે અજ્ઞાની તું બાળ,
લખ્યા વિધાત્રી લેખમાં, ફરે સીરપર કાળ—પુત્ર
રાજપાટનું હવે કામશું, ધરો શંકરનુ ધ્યાંન,
શુંરેકરે તાહરી માવડી, નહિતો થાયછે હાન.—પુત્ર

गोपीचंद— લાવણી—બંજારા.

કર્યા કેર મેનાવતી માતા, કરે જોગી મને વિધાતા.
હવે થઇછે દુનીઆ ફાની, રડી મરશે એ મારી રાણી;
લે ખબર માહરી જગ દાતા—કરે જોગી૦
નથી ભ્રાત હવે મારોકોઇ, રહેશે બહેન મારીકેમ રોઇ;
સર્વે મરશે ગોથા ખાતાં—કરે જોગી૦
માતા મેહેનમાં ઉડ્યું ડતારાં, જે કર્મ લખ્યું હોય મારાં;
તે કયાંથી મળે સૂખ શાંતા—કરે જોગી૦
છોડું ગૌડ બંગાળો આ દેશ, લઉં ભગવાતણો હું વેષ,
રોશે સઘળાં રાજછોડી જાતાં—કરે જોગી૦
જઈ કરૂં ગુરૂની બંદગી, પામે મોક્ષ મારી આ જીંદગી;
કટે દિન ગુરૂ ગુણ ગાતાં—કરે જોગી૦

---

## પ્રવેશ પાંચમો.

( સ્થળ જાલંધરનો આશ્રય. )

રાજા ગોપીચંદ જોગીનો વેષ ધારણ કરી જાલંધર નાથના શરણે જાયછે. મેનાવતીએ. શોનાનું, રૂપાનું. અને લોઢાનું, એવી ત્રણ ધાતુનાં ત્રણ પુતલા કાનીફના કહ્યા પ્રમાણે બનાવેલાછે. તેથી ગોપીચંદને જાલંધરનો સરાપ લાગતો નથી અને અમર થાયછે

गोपीचंद—                    લાવણી

ગુરૂ જલંધર (૨) હું સરણે આવ્યોછું બાળ;
ક્ષણભંગુર આ દેહ ગણી, લો માહરી સંભાળ. ગુરૂ૦
હું ધરૂં ધ્યાન (૨) હવે આપની રે હજુર;
આદેશ ગુરૂ પુકારૂં, કરો અમર પાપથી દૂર. ગુરૂ૦
જલ ગયા પેહલા (૨) પુતલા સોનેકા નામ;
અમર મુજે કરો ગુરૂજી, રહું આપ બીશ્રામ. ગુરૂ૦
મેં નહીં ચૂકું (૨) નાથ જલંધર ધ્યાન;
મોહ માયાસે દૂર રહે નામ, નહીં નારીકા પાન. ગુરૂ૦
જલગયા દુસરા (૨) રૂપેકા પુતલાં નામ;
કરૂ ગુરૂજી વિનતી. કરજોડી રહું, હું ધામ. ગુરૂ૦
ગુરૂજી બચાવો (૨) પામું ત્રાહી ત્રાહી આ વાર;
ભવ અત્યંત લાગેછે ગુરૂ, મુજપર કરો ઉપકાર. ગુરૂ૦
જલ ગયા તીસરા (૨) લુહેકા પુતલા ખાખ;
રહયા ગોપીચંદ એકલામેં, ભસ્મ કરી નવ નાંખ. ગુરૂ૦
અલેક પુકારૂં (૨) રે ગુરૂ જલંધરનાથ;
આશ અમરની રાખું હું, રહી આપણી શાથ. ગુરૂ૦
અમર કીઆહે (૨) પુતલા ગોપીચંદ નાંમ;
ધરૂં ધ્યાન હું તારૂં, હવે રહું આપ બીશ્રામ. ગુરૂ૦

ગીતિ.

આ મિથ્યા નારિ સંસાર, મુકી ગુરૂ સેવા નિત્ય માનું,
કરૂ અભિમાન માનવ, દેહનો વૃથા ખરેજ મુંઢ જાનું.
નિશ્ચે કરૂં છું આ તન, ને ધનથી નિરગુણ પાંમવા;
છોડી બંગાલો દેશ, ગુરૂ નાથ શરણમાં શીશ નામવા.

## લાવણી.

(જે ચપળાને ચીતવું નીશદીન. તે મુજથી બે દીલ રહેર )રાગએ

નાથ જંલધર આપકી બંદગી, કરૂં મેં તાહરાં સરણે રે —ટેક

દુનીઆ છોડી મુકી માયા, રહું પાસ ગુરૂ તારીરે;

ઉપદેશ આપો નાથ જંલધર, મનડું દીધું આ ઠારીરે.—નાથ૦

અમ્મર કાયા કીધી મારી. મુખથી વાણી ઉચ્ચારીરે;

થયો હુ ત્યાગી ભોગમાયાનો, ક્યાંથી હવે સંસારીરે —નાથ૦

જોગી થયોહ ભગવા પેર્યાં, કરવું શું નારી પ્યારીરે;

એ સહુ છોડી પ્રેમની માયા. ગુરૂજી કરીછે આકારીરે. —નાથ૦

આપના બોધને રાખી હૃદયમાં, લઉં છું હું સ્વીકારીરે;

જેથી તંન મંન જાશે આનંદમાં. શેવા કરૂં તમારીરે. —નાથ૦

(જાલંધર નાથ! ગોપીચંદને ઉપદેશ આપેછે. અને ગોપીચંદરાજા ગુરૂની આગ્નાથી રાણી પાશે ભીક્ષા લેવા જાયછે. )

---

## પ્રવેશ છઠો.

(સ્થળ—રાણીનો મેહેલ, રાણી મહેલના ઝરૂખામાં દાસીસાથે વાત ચીતમાં ગુંથાયેલીછે. અને ગોપીચંદરાજા પ્રવેશ કરેછે. )

ગોપીચંદ— રાગ એમન કલ્યાણ.

અલેક પુકારૂં એ મેહેલકે માંહી. અલેક, —ટેક

ભગવા લગાયકે આયેહે જોગી, ભીક્ષા દેવો મોરી માઇ=અલેક

આંખ ભરાહે ભગતીકી ઝોળી, દર મુજે કરો નાઇ=અલેક

રાણી—(અજાયબ થઇને) રાગ કંગનવા મોરા કરશી શરશી ગયોરે.

દાસી તું જોની નિર્લજ યોગી કોન આવે રે
ધસ્યો અંદર આવેરે, મર્યાદાથી ફાવેરે,
જઇ પૂછ ઝડપથી બેની શું અકલ ગઇછે એની,
આવેછે મેહેલ માંહે કરતું દુર તે ને રે —દાસી૦

(દાશી મેહેલની બાહર આવી યોગીને કહેછે.)

દાશી— ગજલ.

અરે જોગી તુજને સરમ છે કે નહીં,
આવેછે ધસ્યો તું આ મેહેલની મહીં,
નિકળ દૂર અહિંથી, અરે જોગી બાળ.
ફરેછે શું સીરપર તાહરારે કાળ.

ગોપીચંદ—

ભૂંડી દાશી દીલમાં જરા કંઇ વિચાર,
ભીક્ષા માગે જોગી હું મેહેલની બાહાર,
નહિં કામ દુમરા ભીક્ષા કાંદી લાવ,
બોલે વેણુ કડવા લાગે દીલમા ઘાવ.

(દાશી, રાજાની કાન્તી જોઇ, ઘણી દીલમાં પસ્તાતી. ગાલપર તમાચા મારેછે. અને રાણીને ખબર કરેછે)

દાશી— રાગ કંગનવા મોરા કરશી શરશી ગયોરે.

શું કહું બાઇ રાજાછે એ જોગી ક્યાંથીરે,
નીર્ખિ છબી સારીરે, ગઇછે શુધ્ધી મારીરે,
જઇ જુવો મારી બાઇ—છે ગોપીચંદ દુખદાઇ,
પહેર્યાંછે વસ્ત્ર ભગવા, લીધી ખાંધે ઝોળીરે —શું૦

રાણી—શું ! બકેછે દાશીરે, અપાઉ તને ફાંસીરે,
કેમ રાજાનું લેયતું નામ—દઉ જીભે તાહરી દામ,
આ શળગી ગયું તંન, વાત તારી સુંનારે —શું૦
દાશી—નથી મને શાન્તિરે, રાજાની જોઇ કાન્તીરે,
તમે ચાલો મારી સાથે—ઝટ પકડો મારો હાથે,
જોગીને વેષે આવ્યા બાઇ ગોપીચંદરે. —શું૦
( દાસી રાણીને મેહેલ બહાર લાવેછે. રાણી યોગીના વેષમાં રાજાને જોઇ મૂર્છાંગત થાયછે. અને થોડા વારે શુદ્ધીમાં આવેછે. )
રાણી— શોરઠની ગજલ.
કેમ ભેખ ધર્યો પ્રીતમ તમે, જોઇ થરથર અંગ મારૂ ધ્રુજે—ટેક
શું વાંક મારો જે ઠર્યો. જેથી વેષ યોગીનો તમે ધર્યો,
હાય સળગી આગ બદનમાં પ્રાણનથજી શી રીતે બુજે—કેમ૦
પીયુ રાજ પાટ સૌ ત્યાગીને, કેમ આવ્યા લઈ વેષ જોગીને,
તકસીર મારી શું એવી થઈ, પીયુ આપ વિના ક્યાથી શુજે—કેમ૦
શું એ વાત બની ખેદમાં, ક્યાંથી આવ્યા આવા વેશમાં,
નવ ક્ષણ એક મુકું તને, પ્રાણપ્યારા આગ ક્યાંથી બુજે—કેમ૦
ગોપીચંદ— બરવાની ઠુમરી.
વાંક જે એમાં નહી તાહરો કાંઈ,
કહું શું તુંને આ, કર્મે કર્યો જોગી—વાંક,
મારા કર્મમાં જોગ લેવાનો,
પૂછો નહી મુજને હવેરે કાંઇ—વાંક.
જૂઠી માયા જાણી જગતમા,
જોગ લીધો મેં જંગલ માંહી—વાંક.

राणी—

રાગ- જકડી પરજ.

જોમ રાજા આઉતારીને, બોલો દાશીના સંગજી.
અબલા નારી રાજા આપની, કોણ રાખે ઉમંગજી.
નવજોગ લ્યો બાળા વેષમાં.
નાની ઉમરમાં નારને, મારો જીવતી ઠારજી.
ચણુ ચણુ બળેછે આ કાળજું, માગં હૈયાના હારજી.
નવજોગ લ્યો બાળા વેષમાં

गोपीचंद—

નારી રાજા મૈયા તાહેરા. છોડયો બંગાળો દેશજી.
માયા સંસારી ત્યાગીને, પેહર્યા ભગવા આ વેષજી.
ભીક્ષા માંગે જોગી બારણે.
પ્રેમમાં રાણી પેસતાં, પડે દુઃખનો તે મારજી.
દયાંન શંકરનું તે કયાં રહે, જૂઠો સઘળો સંસારજી;
ભીક્ષા માંગે જોગી બારણે.

राणी—

મૈયા મૈયા કંથ નવ કહો, છું હું આપની નારજી.
દયા લાવો પીયુ અંતરે, પડે દુઃખ અપારજી.
નવજોગ લ્યો બાળા વેષમાં.
નાની વયની નારછું, છો શીર છત્ર નાથજી,
આપ વિના તો જીવવા, થાય મારો ઉત્પાતજી
નવજોગ લ્યો બાળા વેષમાં.

गोपीचंद—

નાર કોની આ જગતમાં, કોનો શીરછત્ર નાથજી,

નથીરે રાણી કોઇ કોઇનું, નહીં આવે કોઈ સાથજી.
ભીક્ષામાગે જોગી બારણે.
ચોગ મળ્યો માહરાં કર્મનો, લખ્યાં છઠ્ઠીકેરાં લેખજી.
દોષ શું દઉ વ્હાલી માતને, આપ્યો જોગીનો વેષજી.
ભીક્ષામાગે જોગી બારણે.

राणी—

નિર અપરાધિ નારિછું, કરો કાંઇ પણ વિચારજી.
હાથે કરી પડો પાપમાં, નવ મારોની મારજી.
નવ જોગ લ્યો બાળા વેષમાં,
કઠણ હ્રદય કયાં આપનું, ઉભા મેહેલની બાહરજી.
દાસી તમારી ટળવળે, કરો મુજપર ઉપકારજી.
નવજોગ લ્યો બાળા વેષમાં.

गोपीचंद—

મૈયા છોડીદ તું મોહને, લ્યો પ્રભુ કેરૂં નામજી,
જંગલ તણા જોગી હમે, નહિ નારિનું કામજી.
ભીક્ષામાગે જોગી બરણે.
આપ ભીક્ષા રાણી મુજને, રોષે થશે ગુરૂ નાથજી.
વખત થયો ઘણો મુજને, માની લેની મારી માતજી
ભીક્ષામાગે જોગી બારણે.

राणी—

નાથ માહરા કોને આસરે, મુકી જાયો આ વાસજી,
જોગન થઇ સાથે હું ફરૂ, રહીશ આપની પાશજી.
નવજોગ લ્યો બાળા વેષમાં.

ચંદ્ર વિના જેમ રાતડી, કેમ કરીને શોભાયજી,
પ્રાણ સુકે માહરાં કંથજી, લાગે અંતરમાં લાયજી.
નવજોગ લ્યો બાળા વેષમાં.

गोपीचंद—

દતી હોયતો દેદભીક્ષા, મત હઠ કરના નારજી,
દીન વચન બતાવના, જાવું ગુરૂની હું લારજી.
ભીક્ષા માગે જોગી બારણે.
રાણી કંથ કંથ શું કરે, જોગી કરેછે પુકારજી.
વિલંબ લાગે મૈયા મુજને, છોડ મનના વિચારજી.
ભીક્ષામાગે જોગી બારણે.

राणी— (રાગ સીતાજીના મહિનાનો.

પ્રાણજીવંન મુકી અહીંતમે કેમ મુનેઆ મેહેલમાં,
બળે છાતી ભડકે આજ, જશો તમે શહેલમાં.
પ્યારા નાથ પાડીશ મારો દેહ, ન્યારા થશો મુજથી.
તોડી કીર્તિનો જે કોટ, છૂટું રે કેમ તુજથી.
માહરાં નેનનાંતારા તમે આમ, કરો નહીં કંથજી,
થાવો અશ્વ વિનાના આપ, ચાલો કયાં પંથજી.
યોગી વેષ ઉતારોની કંથ, છોડો નહીં રાજને.
છું હું અર્ધાંગના અનાથ, શીશરે ધરો તાજને.
લીધો વન તણું રે હાય નામ, જીવ ઝોળા ખાયછે,
મારાં શીરછત્રછોની આપ, પ્રાણ આ શુકાયછે.
દયા લાવો હવે કાંઈ દીલ, બાળે વેષ આપછો,
કંઈ જુલમીનાં લીધાંરાજ, વેરીના પીશુ બાપછો.

સઘલે પાડીછે હરતાલ, દુકાનો સઉ બંધ થઇ.
પડયો નગરમાંરે પોકાર. દશા તો દુખી ગઇ.
(રાણી પાસે ભીક્ષાલઇ ગોપીચંદ જાયછે. રાણી મૂર્છાખાઈ પડેછે.)

## લલિત છંદ.

અરર ! સ્વામીજી, પ્યારતોડીને, ન્યારારે થયાં, પ્રાણ જોડીને.
દુઃખરે આવડું, બાળી વયમાં, ઝવાળા દુઃખના, ઉરે હૃદયમાં.
સુખ પરંપરા, જાણતી હતી, મુજ સ્વામી તણી, જોઈને ગતિ.
વસ્ત્ર માહેરા, શુંય કામનાં અરર દેશની ખોઇ નામના.
ઝરર, છાતી આ, ફાટી જાયરે, અરર ચીતડું, કંપે કાયરે.
અહર નિશાઘડી, જોતી વાટડી, શું કરૂં અરે વિધાત્રિ સુજનડી.
મનતણી ઇચ્છા, મનમાં રહી, અરર પ્રાણથી, વિખુટી હુંથઇ.
ગતિછે ઇશ્વરા, તાં'રામાં અતિ, મુજ પ્રાણનાથની ફેરવે મતિ.
જેથી માહેરા, દીવશ જાયરે, ઇચ્છાતે માહેરી પુર્ણ થાયરે.
માટે ઓ પ્રભુ, થા શરણ રે, પાશે આવ્યુંછે મુજ મરણરે.

---

## પ્રવેશ સાતમો

### સ્થળ--ચંપાવતીનો મહેલ.

(ચંપાવતી નીદ્રાવશ થયેલી માલમ પડેછે. અને દાશી પવન નાંખેછે.)

**ગોપીચંદ**—(પ્રવેસ કરીને) મતકર માન ગુમાન—એ રાગ.

ચંપાવતી માહરી બ્હેન, ભીક્ષા વે'લી લાવ જોગીહું—ટેક.
તારીરે કોમળકાય મારી રહીછે, સુયં રહયો મુજ માથેરે ભીક્ષા૰
ઇચ્છા ઇશ્વરની મુજને પ્રગટી, તે જીવ મોક્ષની માંહેરે.—ભી.
ભેખ લીયો હું ભાઈ ને તેરે, બ્હેન ઉમંગ આજ થાયેરે—ભી.

(દાશી ઉઠીને જોગીને કહેછે)

दासी-- રાગ હોરી,

અડબંગ જોગી તું આંહે, કરેછે કેમ પુકાર— ટેક.
બાઇ મારાં થયાંછે નિંદ્રાવશ, બોલ કરીને વિચાર;
માંગે ભીક્ષા તું બ્હેન કરીને કહોની મુંને આવાર—અડ.
નામ સંપાદે મુખથી ભાખે, દુઃખી દીશેછે અપાર;
માટે જોગી કહેની તું મુજને, દીશેછે રાજ કુમાર—અડ.
માંગે તે આપું ભીક્ષા તુજને, મારા ગલાનો હાર;
ધન માલ આપું મારૂં હું જોગી,કહેતાં લગાડો ન વાર—અડ.

गोपीचंद— લાવણી

અરે નકરાર કરેછે દાશી આંખની અંધી,
માહરી બ્હેનને ઝટ જગાડ બડી તું ધંધી.
તજી ગૌડ બંગાળો શેહેર, થયોછું જોગી,
જાણી ખોટા સંસારી ખેલ નથી હું ભોગી.
અહલેક પુકારૂં મહેલ માંગુંછું ભીક્ષા,
કરી તુચ્છ મુજથી વાત લેશે તું શીક્ષા.
લગી આગ મુજ બદન શુંણી વેંણ તારા,
લાવ દાશી જઇ તું ભીક્ષા મુકોની વિચારો.

( દાશી ઘણીજ સરમંડી પડી જાયછે અને રાણીને ખબર કરેછે.

दासी — બીહાગનીગજલ.

અહો બાઇ ઉઠોની તમે છોડી ને આનંદ,
જોગી વેષે આવ્યાછે આપના રે ગોપીચંદ.-અહો.

ઘણા કરેછે તે પુકારો પ્રભુજી હું તો રહી,
થાવો બાઇ સાવધ તમે ત્યાં પુછોની જઇ.

राणी— ભેરવી ગજલ.

અરે કયાંથી એવું તું કાઢે કઠણુ વચન,
બોલે વાત સ્વમાની સળગેછે મારૂં આતન.
ખડો જોગી તેને તું કહે મારો કેમ વીર,
નથી રહેતી મુજને જરાએ દીલમાં ધીર.
દુષ્ટ દાશી શું વદે તારી જીભ સંભાળ,
નામ લ્યે ગોપીચંદનું ઉઠે અંગમાં ઝાળ.

(ચંપાવતી મેહેલ બાહર આવેછે અને ગોપીચંદને જોઇ કહેછે.)

चंपावती—સૌમિત્રી શોચનો ત્યાગ કરો હવેરે.-એરાગ.

ગોપીચંદભાઇ તમે, કર્યો શું આ કેર,
લઇ વેશ જોગીનો, આવ્યા મમ ઘેર. —ગોપી૦ટેક.
અરે ભાઇ શું સુજ્યું, ગોડબંગાળો તજી,
લીધાં કયાંથી આવાં તમે, ભગવાને ભજી. લઇ૦
અમુલ્ય વસ્ત્ર કીધાં, કાયા મનથી દુર,
જાય છોડી બ્હેનનેતું, આ પંખી ચતુર. લઇ૦
તજી રાજ રાણી સર્વે, થયાં કેમ આમ,
ચાલીઆવ્યા મુકી રથો, ઘોડાઓ તમામ. લઇ૦
સાચુ ભાઇ કો'નેકારણુ, ધર્યો જોગ કેમ,
વીસારી દીધો વીર માતુનો કેમ પ્રેમ. લઇ૦

गोपीचंद—ચંદ્ર મુખીને એકલી છોડીને હું આ૦યોઅહીં—રાગ.

છોડી પ્રેમ મેં માતુનો, બેની હવે જોગી થયેલ,
જુઠી માયાછે જગતની, જાણી બોધ મેં લહયો—ટેક.

દ્રોષદઉં મુજમાતને, એતો જોગી-કર્મ ગ્રહયો,
લખ્યાં વિધાત્રી લેખજે, નહીં સંસારી હું રહયો—છોડી
માટે માહેરી બ્હેનતું, છોડી ચીંતાને થા ઉલાસ,
કર્મે ખ્યું હોય માહેરા, ભગવા પે'રી જોગીભયો—છોડી

પાવતો— બંજારો રાગ.

બંધુ મારા છોડો મુખ્ખાઇ, વાં'લી માત જનેતા ભાઇ;
કયાં તજો બારશો રાણી, મુકી બેઠાં સઉ અનપાણી;
આવું કરવું ઘટે વીર નાહીં—વા'લી૦
જોઈ યોગી વેશમાં તુજને, ઉઠે ઝવાળા અંગમાં મુજને
ભાઈ ભભવાં ઉતારો આંહી—વા'લી૦
રાજયજોતાં સ્થીતિ વિચારો, પ્રજા દુઃખમાં ડુબાવી નમારો;
બેસો રાજયાશને હવે ચાહી,—વા'લી૦
તમે દયા કરોછો આ કેવી, બાઇ રઝલી મરે સૌ તેવી;
થાય રૂદન મેહેલની માંહી,—વાલી૦
વેરાગ લીયે શું થાએ, તેથી રાખો મનની માહે;
યાકીનથી મળે સુખદાઈ—વા'લી૦
ટળવળેછે પ્રજા તમારી, બંધું દીલમાં જોવું વિચારી.
રાખો રહેમની વીર સચાઇ—વા'લી૦

[illegible]— રાગ. સોરઠ.

વિચારો બે'ન ચંપાવતી, કરવું ઘટે એ કાજ;
મંન વિષે દીયોછો મને, ત્યાગેલું સોંપો રાજ,
કલ્પાંત તારૂં જોઇને, આવેછે મુજને દાઝ —વિચા૦
શીદ એછે કહેવું તા'રૂં, અંતરમાં લાગે ઘણું;
અનુમોદ આપે જો કદી, સુરૂ જલંદર આજ —વિચા૦

ઉતારૂં વૈરાગ ભગવો ગુરૂ આગ્ના જો દીયે;
તત્કાળ મારી બેન કરીશ, ધારણ થાયે રાજ —વિચા૦

**શિખરણી.**

કરેલું જે ત્યાગ પુનરપિ ગ્રહેવા અયોગ્યછે,
તથાપિ તાહારૂં, કથન કરવું તે અવશ્યછે.
પડેલા અગ્નાની, જનમન થંવા શાંત કરીજો
ગુરૂ સ્વામિ જાલધર કરે અનુંમોદ કરીજો.

चंपावती— રાગ. લઈ શીખ તમારી.

લઇ બંધુ આગ્ના તત્કાળ, ગુરૂની પાસેરે,
બેશો રાજ્યગને શાણાવાર, ખુશી સર્વે થાશેરે.
શકિત મુકી પ્રભુએ ઘણી વિચારમાં ફાવીરે.
ધન્ય ધન્ય બંધુછે આજ, દયા દીલ લાવીરે.
કર્યા ખોટાં હતાં જે વિચાર, સારાં તે આગળરે.
લખું ભોજાઇને મારીજેરૂ, હર્ષિત શુભ કાગળરે.
જેથી ખુશી થશે સૌજન, પ્રજામાં ખુશાલીરે.
મુકત થાશુ દુઃખથી જરૂર, બંધુ મારા ભાલીરે.
આપ દુઃખથી દુઃખીછે પ્રધાન થાશે તે ઉમંગેરે,
આપે પ્રભુજી સઘળાને સુખ, શાંતિ બહુ અંગેરે.

( ગોપીચંદ ભીક્ષા લઇને ગુરૂ પાસે જાયછે. )

## પ્રવેશ આઠમો.

સ્થળ—જોગીઓનો આશ્રય જોગીઓ ગાયછે,

**નાથ કસે ગજકો બંધ છોડાયો-રાગ.**

હરી ભજ ભજન મે લેહ લગાઈ—બેવાર
દીનમીન પળતાં હરીની ગમતમાં, સમયરે બીના મુકતી નાહીં;
જો સમયરે કોઈ હરી ભજનકું, મુકતી ઉસીકો પાઇ—હરી૦

ભાવશે પુંજો ભકતકો સબકોઇ, દીલમે રખો સચાઇ;
સંસાર હે કૃતી રહેત માયાને, કોન પિતા કીસકી માઇ—હરી૦
હર હર શંકર દીલમે બસાવો, જ્ઞાન ધરો મન માંહીં;
ઉરમાં રાખી પ્રભુ, પ્રેમથી પીશો, ગંગાજળ આ ચાહી—હરી૦

બધાં રાજાના માણસો ગાતા આવેછે.—**મરશીયા.**

હાયપ્રાણ આ જાશે હવેતો હમારો,—જાશે હવેતો હમારો;
કરી મેહેર જોગીરાજ ઉગારો રે હાય૦—(ટેક)
ગુરૂનાથ જલંદર આ તાહરે હમો સર્ણ આવ્યાછે આવારે;
ઉર લાવી પ્રજાને ઉગારોરે—હાય પ્રાણ આ જાશે૦
કયાં કરો બંગાળો ધુળધાણી, ગોપીચંદ ગોપીચંદ પ્રમાણી;
નિકળે સૌના મોઢાથી એ વાણી રે—હાય પ્રાણ આ જાશે૦
આવશે રાજાજો ચઢી કોઇ વેરી, પડી ગઇછે સુની સૌ કચેરી;
રૂવે રાણીઓ બાલ વિખેરીરે—હાય પ્રાણ આ જાશે૦
વરસ બારોની રાણી તમારી. બેઠી શ્રંનગાર સરવે ઉતારી,
જોઇ છાતી ફાટી જાય હમારીરે—હાય પ્રાણ આ જાશે૦
વંદન કરીએ માહારાજ તમારૂં, ખોલો દ્વાર કીસમતનું હમારૂં;
સોંપો રાજ ગોપીચંદને ચ્યારૂ રે—હાય પ્રાણ આ જાશે૦
નાથ સુખ પ્રજામા તે થાયે, ગોપીચંદની જે કીરર્તિ ગવાયે;
હૃદય આગ અંત્તરમાંની જાયેરે—હાય પ્રાણ આ જાશે.

**જલંદર**—( બધાને સાન્ત પાડીને ) ઈંદ્ર **વિજય.**

મન પળે ધરી ધ્યાંન અહોનિશ, તંન દયા ગોપીચંદ હમારે;
જે જશવામી તે હરતાંદન, પ્રજાદિશે દુઃખમાં બહુ ભારે,
તેમજ બાળકી, રાણી વરસજ, બાર તણીજે એહને કાહવે;
એસબહા બગલાંહેજો પાપ હઉં સજ્જ ફરી ગોપીચ દકુભાવે.

ગોપીચંદ—　　　　**રાગ ધનાશ્રી.**

કૃપાનો જય થયોછ, નાથ તારી કૃપાનો જય થયોછ,—ટેક
મુજને સ્થાપો ગુરૂ જલંદર, આપ આગ્નાને રહયોછ—ના
રાજ્યપદ હું ધારણ કરવા, ઇચ્છા ગુરૂની લહયોછ—ના
સફળ જનમારો સફળછે મારો, કરૂણા નિધીમાં સહયોછ ના.

(ગુરૂ જલંદર પોતે ગોપીચંદ રાજાને રાજ ગાદીએ બેસાડેછે પ્રતિહાર મોટાં અવાજથી નેકીનો પુકાર કરી રેહેછે.)

તમામ પાત્રો.　　　　છેજન પાલક ટાલક એ રાહ.

જે મન ચળતાં પળતાં ઉપજે...બેવાર
ધરી રહેમ મોટી જલંદરે.—
હમપર સારી દયા કરી,
નાથ જલંધર પ્રેમ ધરી,
મદદ આપની ખરી ઠરી,
ગુરૂ રંક શેવક ઉપરે— જે મન
સત્ય ચહયો દીલમાં સજ્જન—બેવાર
કપટ કામથી દુર રહી.—
નિત્યે ધરજો ચિતમાં એહ
નાટક રૂપથી સારછે તેહ,
ટુંક બુદ્ધીથી કીધો જેહ,
તમ સાહેબના આસરે—જે મન
નિત્ય આશરો આપો આમ—બેવાર
માનીએ છઈએ આભાર.—
ક્ષમાએ ભુલની મારી હમો,
સજ્જનો લેજો વીચારી સમો,
પધારશો ખીજે બેલ તમો,
રાખીએ આશ તમ ઉપરે—જેમન.　**સમાપ્ત**